# नंदराजा ने सती सुलोचनाना नाटकमां गवातां गायनो.

સુધારા અને વધારા સાથે બનાવી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

## નારાણજી જે. ની કંપની.

અમદાવાદ,

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીનટીંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના
પ્રેસમાં રણછોડલાલ ગંગારામે છાપ્યાં.

સંવત ૧૯૩૮—સને ૧૮૮૨.



કીંમત રૂ૦)=

# नंदराजा अने सती सुलोचना नाटकमां गवायलां गायन.

## ईश्वरस्तुती.

(જતન વીના મુરગીયાએ ક્ષેત્ર બગાડ્યાં. એ રાહ)
તુંછે જગતનું નુર પ્રભુ એક તુંછે જગતનું નુર, એ ટેક
એક અનેક બની બહુ રૂપે જગત માંહીરે જરૂર;
સ્થાવર જંગમ ચેતન રૂપે, સચરાચર ભરપુર. પ્રભુ૦ ૧
જપતપ ધ્યાન રૂદયમાં ધરતાં પાપ થાય સહુ દૂર,
વીવીધ પ્રકારની રચના તેં કીધી, બ્રહ્માંડમાં ભરપુર. પ્ર૦ ૨
ઇંદ્રાદીક બ્રમાદીક સુરપતી ધ્યાન ધરે નીતઉર;
અધમ ઓધારણ પતીતપાવન, ટાલો કરમ કરૂર. પ્ર૦ ૩
રાજા—એક વચન એક બાણ એક પત્નીવૃતછે જેનું. એ રાહ.)
કરૂં રંકને રાય રાયને રંક કરીએ, મારેવશ સહુકોય;
ક્રોધ વશ અમે ન રહીએ. ૧
અનામી અહંકાર, સર્વવાત દીલમાં રાખુ;
પુત્રમીત્ર સઉજન, સઉ એક સરખા ભાખુ. ૨
બીબી— છપો.
ધરે અંગ રાયને રંક, રંક રાજાસમ દીસે;
શામે શાહ સુલતાન, માન પામે મન હીસે;
એક વસાનો જન, તેને કરૂં લક્ષવસાનો;
કહુંછું સાચી વાણુ, ખચીત તે દીલમાં માનો;

જે ઢાંકણ જગતવીશ, વળી રૂપ સમારે તાહિર;
તેને અમો સમારીએ, સમજી લ્યો નામ માહિર. ૧

# नंदराजानो दरबार.

गुणका— કેરબો.

નંદરાયજી પંકાયા તમે પૂરમાંહીરે. બેવાર.
પૂરમાંહીરે ભલા પૂરમાંહીરે. નંદ૦ ૧
કીરતી પથરાઈ આપની ભરપૂર,
સૂરથકી આજ હું વંદુરે. નંદ૦ ૨
સતવાદી કહેવાયા, છો દુનીયામાં ડાહ્યા;
વાયા કોઈથકી ના જાઓરે. નંદ૦ ૩
ચંચળ પ્રધાનછે નિતિવાન,
ધ્યાન એનુંછે તમારી માંહીરે. નંદ૦ ૪
સાચું સત્ય તમારૂ, ચાહાયે અમે વારૂ;
ઇશ્વર સારૂં તમારૂં કરોરે. નંદ૦ ૫

राजा—(બાજેબાજે બાજેરે આજ બંગાલમે ઘુંઘરીબાજે રાહ)
લાગી લાગી લાગીરે મને મોહન કટારી લાગી. બેવાર.
તુંમારૂં તનને તુંમારૂં ધનછે તુંજછે પ્રાણપ્રીયમારીરે મ. ૧
તને જોયાવિના, મનમારૂં ભમતું; તુજવીના દુનીયાઅકારીરે.
મારૂં દીલ ખુશી ક્યારેકરીશ હું, તુજને કરૂ મારીરાણીરે. મ૦

विदुषक.—
લાગી લાગી લાગીરે, પ્રધાન તારા ઘરમાં આગ લાગી;
રાજાનું મન બગડ્યું તારા ઘરપર, ઘરમાં તારા ભલા

आकाश वाणि [जागीरे प्रधान. ૧

જુઠું જુઠું જીવન ખરૂં જાણુમારે, રાજા માનમારે; જુ૦
જુઠી જનુની જુઠી જાયા, જુઠી મોહ ભરેલી માયા;
કાચ કૂપછે કાયા. રાજા માનમારે. જુઠું જુઠું ૧
આતસ બાજી કોઈ નવ સાજી, તે દેખી શું થાયછેરાજી;
આ બાજી તું આશામાં બીમાનરે. જુઠું જુઠું૦ ૨
ધીરજ રાખી મનમાં વિચારી, સતપણું છે તુજમાંભારી.
એલ બનશે ખોટો, રાજા માનમારે. જુઠું જુઠું૦ ૩

# प्रधाननुं घर.

प्रतिहार.— બયેત

કોણ છેરે ભાઈ માઝમ રાત, જે હોય તે આવજો પ્રભાત;
નહીં ઉઘાડું મારૂં દ્વાર, ખોટી થાશો નહી લગાર ૧
જાગે જે કોઈ ધનનો ધણી, જાગે જેને ચીંતા ઘણી;
જાગે અંધારી રાતે ચોર, જાગે મેઘ વરસતે મોર ૨
જાગે જેના ઘરમાં સાપ, જાગે દીકરીઓનો બાપ;
જાગે જેને માથે વેર, જાગે જે કરે બહુ કેર. ૩
જાગે જેનાં દેહમાં રોગ, જાગે જે કોઈ સાધે જોગ;
કોણછેરે ભાઈ માઝરાત, જે હોયતે આવજો પ્રભાત;
નહી ઉઘાડું મારૂં દ્વાર, ખોટી થાશો નહી લગાર. ૪

---

राजा તેજરાહ

ઉઘાડરે ભાઈ હુંછું નંદ નરેશ, પ્રધાન ઘર કરવો પ્રવેશ;

ઘણું અગત્યનું છે મારે કામ, તે માટે આવ્યો આ ઠામ. ૧
સીગ્ર ઉઘાડી પગે લાગ, જે જોઇએ તે મુજ પાસે માગ;
ઉઘાડરે બાઇ હુંછું નંદ નરેશ પ્રધાન ઘર કરવા પ્રવેશ. ૨

પ્રતિહાર— તેજ રાહ

હવે સાંભળો તમે રાજન મે વરત્યું તમારૂં મન
આવડી રાત્રે ચોર નીસરે કે રમવા નીસરે જાર ૧
તમે રાય પુરૂષની જાત સ્ત્રી સાથે શું કરવીછે વાત
રાખી બારને ઘેર જાઓ, નકામા કાં ખોટી થાઓ. ૨

રાજા.— તેજ રાહ

જેમ જેમ હું રાખુછું બારે, તેમ તેમ તું લગાડેછે વાર;
હમણા વાત કરૂંછું સેહેલ, ઉઘાડ નહીતો તોડાવીશ મેહેલ. ૧
મારે મનતો નથી કાંઈ ખેદ, તું મનમાં આણેછે ભેદ;
પ્રધાનનોતો પ્રાણજ લેઉ, તુજને તો બારે દંડ દેઉ. ૨
તેમાં તારૂં શું છે જોર, નગર વસેતે મારો ચોર;
તુજમાં ડાહપણ હોય આજ, તો ઉઘાડ તુજસારાને કાજ. ૩

સુલોચના.—(કહાં પાઊં કહાં પાઊં યાર. એ રાહ.)

ક્યાં જાઊં, ક્યાં જાઊં આજ,
પ્રભુ હું ક્યાં જાઊં ક્યાં જાઊં આજ;
આંખ ફરકી હતી, મારી જે વારે,
સ્વપ્ને રીસાયો મુજ તાજ. પ્રભુ૰ ૧
વીહવળ થઈ આવ્યો દેખાયે,
સતવાદી નંદ મહારાજ. પ્રભુ૰ ૨

ધાયો આવેછે ઉપર મારી,
નહીં પાસે મુજ માણારાજ. પ્રભુ૦ ૩
કેમ કરૂં કયાં છુપી જાઉં,
ઈશ તું રાખજે લાજ. પ્રભુ૦ ૪ (જ. ત્રી.)

आकाशवाणी.—(બદલ ગયો નેનારે. એ રાહ.)
સતીને ના સતાવોરે, સતીને ના સતાવોરે,
હો નંદ રાયજી. સતીને૦
કુકર્મનું કામ નહીંજ સારૂં, દુષ્ટ કરમ છે નઠારૂં;
ચંદ્ર થઈને ચાતુર ચુક્યો, તેમ થશે નકી તારૂં. સતી૦
રાવણે સીતાનું હરણ કર્યું પણ, આખર તે નહીં ફાવ્યો;
હનુમાનજીએ લંકાને બાળી, રામચંદ્રે આવીને દબાવ્યો. સ૦
એવા સુરવીરનું ચાલ્યું નહીંને, નહીં ચાલશે તારૂં કાંઈ;
માટે વીચારી સમજ રાજા, દીલમાં રાખ સફાઈ. સ૦
ચંચલ રાજા ઘણું શું કહું, દીલમાં સમજોછો બહુ;
ઈશ્વરની મેહેરથી સીખજ દઉંછું, શું વીચાર કરોછો બહુ. સ૦

## राजानो दरबार.

गुणीका.— ફેરબો.
આવ્યા આવ્યારે પ્રધાન ચંચલ આવ્યારે,
અશ્વ અમુલ્ય ખરીદ કરી લાવ્યારે. આવ્યા આવ્યારે૦
રાજા થયા ખુશી, રૈયત પણ થાશે ખુશી,
ખુશ ખુશાલી દરબારે થઈરે. આવ્યા૦
ચયાતા અપસુકન, લેવા ગયા ત્યારે,

તે અપશુકન ક્યાં જતા રહ્યારે. આવ્યા૦
ચંચલ પ્રધાન એવા વહેમ ન કરીએ,
એવા અપસુકનથી, નહીં ડરીએરે. આવ્યા૦
દીલગીરી થઈ દૂર ખુશાલી થઈ ભરપૂર,
ઇશ્વર ખુશાલી હમેશ આપોરે. આવ્યા૦

## પ્રધાનનું ઘર.

સુલોચના.—(માતાજી મને મેહેર કરી રજા આપોરે. એ રાહ.)
સ્વામીજી મારા રૂદીયાથી રીસ છોડોરે. બેવાર.
હું કહુંછું સાચી વાત, માનોજી ખરેખાત. સ્વામીજી૦
ખાપણુ લગાડ્યું નર્થારે, જાતેછું હું સતીરે;
ઈશ્વરે રાખી લાજ, સમજોને સ્વામી રાજ;
તમે રીસ છોડો આજ, દાઝ લાવો મારીરે. સ્વામીજી૦
પ્રધાન.—કુટ શું તુ બોલરે, મીથ્યા વેણને તોલરે;
વીંટીને શાલ ક્યાંથી, ગળામાં હાર સ્યાથી;
શક ખરો મને આથી, ક્યાંથી તું સમજાવેરે.
સુલોચના.— [સ્વામીજી.
ખોટી નજરે આવ્યોરે, પણ રાજાતો નહી ફાવ્યોરે;
દીકરી કરી હાર આપ્યો, પીતા કરી મેં સ્થાપ્યો;
પુન્યપ્રતાપે દોષ કાપ્યો, આપ્યો હાર મનેરે. સ્વામી૦ ૪
પ્રધાન—ભાઈ બાપ કોને કહેછેરે, શીખામણ કોનેદેછેરે;
મન વશ રેહ્યું નહી તારૂ, શું સમજાવેછે વારૂ;
નુર ખોયુંછે તે મારૂં, તારૂં કાળું કરેરે. સ્વામી૦ ૫

સુલોચનો—પીયુજી જરા વિચારોરે, અબળાપર દયાલાવોરે;
નીરઅપરાધીધું હું, શી દુખની વાત કહું;
ઈશ્વર જાણેછે સહુ, બહુ નહી બોલાવોરે. સ્વામી૦ ૬
પ્રધાન—ડાઘ મારા મનમાંરે, વ્યાપી રહ્યોછે તનમાંરે
ખપ નથી મને તારો, પીયરીએ પધારે;
ગમે તે મોજમારો, તારો ઘાત થશેરે. સ્વામી૦ ૭

સુલોચના— **લલીત.**

અરર કોપશું ઈશનો થયો, ગરીબનીપરે કેમ રૂઠીઓ;
કવન વાંકથી, કર્મ આ ફુટ્યું, કર્મહીણ હું ક્યાંહવે જઉં. ૧
નીશકલંકીધું, તેછતાં કહે, અધર્મ જારની પાપણી મને;
નહી સુણાયલા, બોલ કેમ સુણું. કર્મહીણ હું ક્યાં હવેજઉં. ૨
અરર સ્વામીરે શીવલે થશે, દીવશ દોહલા શીરીતે જશે;
અરર કોણને દોશ હું દઉં. કર્મ હીણ હું ક્યાં હવે જઉં. ૩
મનની વાત સહુ, મનમાં રેહે, કુપની છાયડી કુપમાં સમે
દુખની વાત હું કોણને કહું, કર્મ હીણ. ૪
મર્મ બોલતો લોક ઉચરશે, તોરસ્કાર સઉ મુખથી કેશે;
મુખ શું લઈને પીયરે જઉં, કર્મ હીણ. ૫
અરર લાજનું રાખજે હરી, સ્વામી માહરો, કેમ ગયોકરી;
નસીબ માહરૂં આજરે ફુટ્યું, કર્મ હીણ. ૬

## જંગલ.

સુલોચના—(પીયાકે ચીત્ર બીન પ્રીતમ પ્યારે. એ રાહ.)
દીનબંધુ તું થઈને દયાળુ, કેમ અબળાને ઝુરાવેરે. બેચાર.

જંગલ જંગલ રખડી હું થાકી, વાઘવરૂ તો ડરાવેરે,
પરમ કૃપાળુ છો પરમેશ્વર, દુખથી નકેમ છોડાવેરે. દીન. ૧
રસ્તો નથી જડતો પીયરનો, આથી તુ મુજને હરાવેરે;
ભક્તીતારી હું દીનનીશ કરૂંછું, કેમ ન દીલમાં લાવેરે.દીન. ૨
(જ+ત્રી)

સુલોચના— (સીતાજીના મહીનાનો રાહ.)

રખડી રખડી થાકી જંગલમાંહે, નથી કાંઇ સુજતું;
કોમળ રદય કરે કલ્પાંત, સદા જે સુખી હતું. ટેક.
નંદરાજાએ આવી, બગાડ્યું મહારૂં કાજરે;
પ્રાણપતીએ તજી મને છેક, ઉતરાવ્યો મુજસાજરે;
શીરછત્રના દરશન શીવાય, રહેવું તે દુખ બહુ;
દુખની વીતેલી આ વાત, જઈ કોને કહું;
દીન બંધુ હું તુજને વંદુ નમ્રતાથી આજરે
નથી બીજો એકે ઉપાય,રાખ મુજ લાજરે (જ. ત્રી.)

સુલોચના— લલીત.

કેમ કરૂં હવે કંથને મળુ, અરર કંથડા વિયોગથી બળુ;
કર્યા હશે અઘોર પાપમે અરે, સજા થઇ મને હાયહાયરે.૧
નથીજ માહરૂ કોઈ આ ઠામરે, અરર છે પ્રભુ તારૂંનામરે
શું કરવા અરે જનમ આપીયો, અપરાધશો કર્યોદોષ લાગીયો

પરી.—સબુરરે સબુરી પકડ ગુલનાર—રાહ.

ધીરજ ધર ધીરજ ધર સુલોચના નાર,
સતી થઇને કેમ ખાયછે તું હાર;
અધર્મે પકડીછે તારીરે પુંઠ,

સત્ય ચુકાવવાને ફરેછે એ મુંઢ. ૧
નકી માનજે સત્યનોછે જય,
સતી નાર તું રાખતી નહી ભય. ૨
પ્રભુ સત્યનો નિગે બાન છે.
સત્ય ઉપર હમેશ મહેરબાનછે. ૩

સુલોચના— દોહરો.

મનમાં આવ્યો હોય કો, સીવાય મુજ ભરથાર;
તો ઇશ શીક્ષા આપજે, પાપીને નિરધાર.

શેઠનું ઘર

સુલોચના— લાડકવાયા બાળનુ—રાહ

ક્યાં જઉને હું શું કરૂં, કરૂં જીવજ ત્યાગ;
દુખ શી રીત સંચરૂં, ન સુજે એકે લાગ; સુખ સદાગયુંહાથથી
ઘરની નીકળી વનમાં ગઇ, વનમાં લાગી આગ;
આ વાત જઈ કોને કહું, ક્યાંથી નીકલ્યું અભાગ. સુખ ૨
રઝળતી મરીશ હું ઓ હરી, કરૂં હવે શો ઊપાય,
માઠી દશા થઈ માહેરી, પ્રભુજી કરો સહાય. સુખ. ૩
છોકરાનું મૃત્યું શાથી થયું, હું છું નીરપરાધી છેક;
શેઠાણી કહે ડાકણી મને, શેઠ શાણો વીવેક. સુખ ૪
સ્વામી કેવોછે માહેરો, કેવોછે મુજ તાત
દુખની વીતી શું જાણશે, પ્યારી મુજ માત. સુખ. ૫

# જંગલ.

સુલોચના— શંકરની સ્તુતી.

શ્રી માહાદેવ સદા સીવ શંભુ ત્રીભુવન દેવ મુદારંભ

ગીરી પતી ગીરજા, વલભ શંકર, ભજુછું વારંવારમ. ૧
નીલકંઠ તવ જુતી વિજુ શીત, ભુજંગ ફણામણીહારમ
જટા જુટ ગંગા ધર શંકર, હું ભજુછું વારંવારમ. ૨
ગોવાહન ગજ ચર્મ કૃપા નીધ, સુધીર ઇશ મહાશમ
ભરદાયક વર ભગવંત શંકર હું ભજુછું. ૩
ધનદારા સુત મંદીર મીચ્છીત, વીદ્યા ગુણુદાતા રંમ;
સર્વ વાત સંપુરણ શંકર. હું ભજુ. ૪
હર હર હર હર દુરીત નીવારણ,શીવ પદ પરમનાધા નમ;
શીવ શીવ શીવ શીવ શીવ શીવ શંકર. હુંભજુછું. ૫
અલક અંદર વસે કવી જન, એટ મન મે ઇચ્છમ;
શીવ તમે મને સહાય થજો હુંભજુછું.

## પાર્વતીજીની પ્રાર્થના.

સુલોચના.—(અહા ભીલીછ શી ચંદા. એ રાહ.)
જગતનીરે અંબે પ્યારી, સહાય થા પુત્રીને તારી;
પ્રાર્થના હું કરૂંછું તારી, અંગીકાર કરજે તું મારી. ટેક.
સારા આપજે તું વીચારો, જેથી આવે દુઃખનો આરો.

## નેનકમળશાનું ઘર.

સુલોચના.—(બાજે બાજે બાજેરે આજ બંગાલમે. એરાહ)
કરવું હવેશું મારેરે, પ્રભુ કરવું હવે શું મારે;
હું તો રહીછું, આશરે તમારેરે,પ્રભુ કરવું હવે શું મારે.
સત્ય મેં મારૂં મૂક્યું નથીને, વારે મારી તું ધાજેરે; પ્ર.૨

કૌકટ નંદ નૃપતીએ પજવી,તું જાણેછે વિશ્વા ધારેરે. પ્ર.૩
પ્રેહેલાદજીની તેં પ્રતીમા પાળી,હરણાકંસ હણ્યો ત્યારે.પ્ર.૪
શુધનવાને સ્હાય કરીતેં, તેલ તપાવ્યું જ્યારેરે. પ્ર.૫
બાઈ મીરાંને,પ્રસંન થયો તું,વીખ અમૃત કર્યું જે વારેરે.પ્ર.૬
રાજા રાવણને હસ્તે હણ્યો તેં,તેનો દોશ નથી પ્રભુ તારેરે.પ્ર.૭
મોર ધ્વજને માથે, કરવત મુક્યું,જગતના પાલનહારેરે.પ્ર.૮
સતી સીતાને સ્હાય કરીતેં.દ્રુપદીની વારે ધાનારેરે. પ્ર.૯
તે માફક મુજપર મેહેર કરીને,ચડોની માહારી વારેરે.પ્ર.૧૦
કવીજન કહે પ્રભુ સ્હાય થાવોને,હુંછું આશરે તમારેરે.પ્ર.૧૧

नेनकमळशा.— **દોહરો.**

ગંગોદક નીરમળજશું, સદા પવીત્ર જે સાર;
એવું કુળ હોય માહેરૂ, તો પડપાસા પોબાર. (પડ્યા). ૧
राजा—હંસ ગયો સરોવર વીશે, દીઠું અમૃતસાર;
દીઠું પણ પીધું નહીં તો, પડપાસા પોબાર (પડ્યા).૨
सु.—સીંહ મૂછ ભોરાંગ મણી, કરપી ધન સતીનાર;
જીવ ગયે પર હસ્ત જશે તો, પડપાસા૦ (પડ્યા). ૩
प्रधान.—સર્પ દેખી, ભીતી નવ રહે, ચોર આગળ ભંડાર;
જાર આગળ જુવતી રહે તો, પડપાસા૦ ૪

**બયેત.**

બીજીવાર નાખો જોપડે, મારેમન અચરજ તે અડે;
એકવાર પાધરૂ આવેસોય, તે સાચું ન માનેકોય. ૧
ने—કહુંછું તમને સાચીવાણ, સાંભળો સર્વે ચતુરસુજાણ;
સામો ઈશ્વર પુરેસાખ, નાખોવાર હજારો લાખ. ૨

ને— દોહરા.

આંબેઆંબજ ઉતરે, કેળાં કદલીકસાર;
બરાસ વાશ છોડે નહીં, તો પડપાસા પોબાર. (પડ્યા). ૫
રાજા—દેરૂં દીઠું દેવનું, દરશન કરવા જાય;
દરશન પણ પરસન નહી તો પડ પાસાપોબાર.(પડ્યા). ૬
સુ—તેજી સહેન તાજણો, સુરો સહે ન માર;
કુવચન સતી સહે નહી,તો પડપાસા પોબાર. (પડ્યા.) ૭
પ્ર—સામા સેજે સંચર્યો, સુંદર દીઠીનાર;
વીહવળ થઈ પાછો ફરે. તો પડપાસા પોબાર. ૮

બેયત.

સજ્જન દીલમાં ધરજોખ્યાલ, સાંભળીને માહારો હેવાલ
ત્રીજીવાર પડે પોબાર તો હું વાત માનું નિરધાર.
(જ×ત્રી)

ને— દોહરા.

સીતાસમી નહી સુંદરી, વિદ્યા ધર્મ વિચાર;
સોને સાંમ અડે નહી, તો પડપાસા. પોબાર.( પડ્ય.) ૮
રાજા—ભોજન પીરસ્યું થાળમાં, આપે કરવા આહાર;
દીઠુ પણ ચાખ્યું નહી, તો પડપાસા પોબાર. (પડ્ય) ૧૦
સુ—ઈશ્વર બેલી સર્વનો નોધારાનો આધાર;
સત રાખે સતીતણું, તો પડપાસા પોબાર. ( પડ્ય. ) ૧૧
પ્ર—મનીઆગળ પય રહે, ચોર આગળ ભંડાર;
કામી આગળ કામની રહેતો, પડપાસા પોબાર (પડ્ય) ૧૨

બેયત.

સાસ્ત્રને માનેછે સૌજન, કહુંછું સાંભળો રાખીમન;
વેદ વચન કેવાયે ચાર, પડે પોબાર માનું આવાર.
(જ×ત્રી) ૧૩

ને— દોહરા.

સતે બાંધી મેદની, સતે બાંધ્યો સંસાર:
જો સત હોય આ દિવસે, તો પડપાસા પોબાર. (પડ્ય) ૧૩

રા.—રત્ન અમુલ્ય શોભા ઘણી, લોભે ગયો તે ઠાર;
દીઠું પણ લીધું નહીં. તો પડ૦ (પડ્યા).૧૪

સુ.—સત ચુકે જો સાધવી, તો ધરતી ન ઝીલે બાર;
એવું સત હોય મુજમાં. તો પડપાસા૦ (પડ્યા).૧૫

પ્ર.—અરણ આગળ આરશી, રહે ઈંદુ આગળ ઘ્રતસાર;
જાર આગળ જુવતી રહે. તો પડ૦ ૧૬

વીદુષક.— બેયત.

સતીનું સત પ્રકાશી રહ્યું, પ્રધાનનું મો કાળું થયું;
રાજા પણ જીત્યા આવાર, બુદ્ધાજીને હરખ અપાર.
(જ. ત્રી.) (સર્વ જાયછે.)

મુક્તોચના.—(ઉઠો ઉઠો વહાલી મારી માત. એ રાહ.)
માનો માનો સ્વામીજી મારી વાતરે, હું તમને કહુંછું
ખરેખાત. માનો૦
મુખ તમારૂં આજે જોઇને, થઈછું હું દીલમાં રળીઆ-
તરે હું તમને કહુંછું. માનો૦
પ્રતીવૃતાપણું મુક્યું નથી મેં કલંક મુકોછો શાને માટરે

હું તમને કહુંછું. માનો૦

તન મન સોંપી દીધુંછે તમને, અવર કોઈનો નહી સં-
ગાતરે હું તમને કહુંછું, માનો૦

હઠીલા થાઓ નહી મારા વાલા, પીયરમાં પછાડુંછું
જાતરે હું તમને કહુંછું. માનો૦

દીલે દયા લાવો મને નહી દુભાવો, તેડી જાઓ તમે
મને સાથરે હું તમને કહુંછું. માનો૦

વાલા પ્રાણપ્યારા ઉતારો દુખના ભારા, ખુશી થાશે
પીતાને માતરે. હું તમને કહુંછું. માનો.

## જંગલ.

પધાન. બેત (ગુસો કરી)

હા રાજા પર લેવા મુજનું વેર, એનું કાલજુ કાડું તો
વળે મુજનું ઝેર.

જેમ દીલસુનું કાંમ નહી સમજે વાંબી, તેમ રે ચં-
ડાળ તે નહી પિછાની મારી ખુબી.

રે મુજી તે નહી બુજી મારી મેહેનતની કદર, ને સુલો-
ચના આગળ ગયો કરી બદન ઝર.

દગો કરી તું મારાથી નથી ફાવવાનો, દગો આ ખંજરે
તને ઠાર કરવાનો. ૨

દગા ખોર ઇશ્વરનો તુંછે ચોર, બીજાને દુખી કરતાં
પોતેજ થાયછે ઠોર.

માટે તુંજ ચંડાળને જીવતો રાખવો લાયક નથી, તું

પાપીને મારવામાં કશું પાપ નથી. ૩
તું ચંડાળ જીવવાથી પ્રજા દુખી થશે, દુષ્ટ નજરથી
સર્વ સ્ત્રીઓની લાજ લુટશે.
માટે આ ખંજરથી લઉં તારો પ્રાણ; તે પછી કરૂં
પાપી મુલોચનાની હાણ. ૪ ( રાજાને મારેછે. )

રાજા.— (સબર સબર. એ રાહ.)

અરે ઓ પ્રધાન, કીધું શું તુંએ કામ;
જંગલ દરમીઆન, તેં લીધો મારો પ્રાણ, અરે૦
-હૃદયમાં ડાગ રાખી, તેં લીધું તારૂં વેર;
દુષ્ટ કામથી નકી થશે, નગ્રમાં બહુ કેર. અરે૦
ન આવી મુજ બાળની, તુંનેરે દયા;
મુજ બાળ ઉપર કરજે, ઇશ્વર તું મયા. અરે૦
કરપીણ કાળા કામ કરનાર, રાખજે તું પાસ;
કૃપા કરી બળાવજે, મારી તુ આ લાશ. અરે૦

રાજકુંવર.— લલીત.

અરરર ઓ પ્રભુ, આવડાં કશાં; દુખદ વાદળાં, હું શીરે ધસ્યાં.
ગજબ શો થયો, દાટ શો વળ્યો; નશીબનો ફૂટ્યો, હું નીસર્યો.
ખુન થયુંજ કેમ, મુજ તાતનું; પ્રથમ રાતનું, કે પ્રભાતનું.
અરરર ધાવ આ, શાથી રૂઝશે; પ્રીય પીતા હવે, કયાંથી ઉઠશે.

રાણી.— એજ રાહ.

અરરર ઓ પ્રભુ, હાય હાયરે; જીવન એકને, જુદી કાયરે.
ધડ ઉખેડીને, શીશ કાપીયાં, સુખ ઉછેડીને, દુખ આપીયાં.

ભવ તુટી પડ્યો, ભાર દુખનો; નીસ્ગતી થઈ, દીશ સુખનો.
રત્ન લુંટીઉં, ક્રુર કાળ તેં; ભર સમુદ્રમાં, ડેલીને મને.
ખમી નહી શક્યો, કાળ મોજનો, ઝડપ ગોઠવી, દુખ ફોજનો.
સમય રૂઠીઓ, ક્રુર લખથી; સમજી નહી રહી, દેખ રેખથી.
કદી ન આવશો, શી ગતી થશે;અબુધ બાળનું, ઇશ શું થશે.
અવર કોણનો, છે વીસ્વાસરે, તજી ગયા કહો, કોણ આશરે.
પીતા વીના કહે, બાળને સહુ,અરરર કંથ આ, કલેશ ક્યાં કહું.
અરરર હાયરે, હાય હાયરે, -હદય ફાટીને, રાખ થાયરે.

કુંવર.— બયેત.

રજે વજીર જુઠું ઓચરે, આવ્યો કાળ પણ ખુટે મરે;
નહી મુકું તુજને આદીશ, નીચ પાસે છેદાવું શીશ.

પ્રધાન.—મુજને હય લેવા મોકલ્યો,મારેમહેલે આવ્યો એકલો,
કુંડળ દીધા પ્રતી હાર, મુજ પત્ની સાથે રમ્યો તે જાર.
માટે મુજને આવ્યો ખાર; મેં માર્યો રાજા નીરધાર;
વણ વાંકે મારે આ પેર, તો પેલે ભવ વાળીશ હું વેર.

કુંવર.—પ્રધાન એવો નહીં હતો મારો બાપ, જો પ્રતીજ
[કરે તો ખુન કરૂં માફ;
નહીંતો તુજને મારૂં આ દીશ, નીચ પાસે છેદાવું શીશ.
સાચુંબોલતુ અએ સતી નાર,જેથી ઉગરશે તારોભરથાર;
નહીંતો એને મારૂં આદીશ, એહ હત્યા બેસે તુજ શીશ.

સુક્ષો.—સતી જુઠું બોલે જ્યારે, બ્રહ્માંડ તુટી પડે ત્યારે;
સતી નાર જો બોલે આળ, તો પૃથ્વી જાએ પાતાળ.

સતી સત જો ચૂકે આજ, તો વિસ્વાસનું શું છે કાજ;
સતનો સૂરજ સાખીઓ, સતનો બેલી સૌ કોય.
સત મારૂં ચૂકું નહીં, જો મુજમાં ડાપણ હોય;
કહોતો અગ્નિ ઉપાસીએ કહોતો રાંધુ ખીર.
હસ્તી બાંધું કાચેતાંતણે, એટલી રાખુછું ધીર. ૩
કહોતો જળ બાંધું ગાઠડે કહોતે કરૂં ઉપાય;
કરી દેખાડું પારખું, પ્રતીજ તમારી થાય. ૪

પ્રધાન— બયેત.

સાંભળો જેને માથે પડે, વણ પગલે તે મેરૂચડે;
રાંધે ખીર અગ્નિમાં જાય, તે સતી નહી સૂરીકહેવાય. ૧
કાચે તાંતણે બાંધે ગજ, તે સ્ત્રી ચરિત્ર ઉપરધજ;
તે માટે જુઠીછે એ નાર, ગમેતો વણવાંકે માર. ૨

સુલોચના—( હમકો છાંડચલે બનમાધુ. એ રાહ.)
કલંકથી મૂક્ત તું કરને મોરારી;
નહી તો નકી મુજ હાંસી થશેરે કલંકથી૦
રાજાનું મૃત્યુ થયુંછે આજે, તે સજીવન કરવાને કહેરે;
ઉપાય મારી પાસે નથીએકે, સંભાળ મારી આ વારેલહેરે ક.૧
પાપ મેં કર્યાંહોય પેલભવ, તેતુ ન દીલમાં લાવતો હરીરે;
મુજ અબળાથી થયુ હોયે જે જે, કરજે દયા તે ક્ષમા કરીરે
કલંકથી મૂક્ત તુ કરને મોરારી. ૨

બાપરી— ( જ+ત્રી )
(પ્યારી નામ સાંભળી થયો, એ રાહ.)

સતી તારૂં સત્ય ન વરણવ્યું જાય,
સ્વર્ગમાંહી પણ તે માટે, જયજય કાર બોલાય. સતીતારૂં.

**સાખી.**

સ્તુતિ તારી સાંભળી, ખુશ થયા વિશ્વાધાર;
તે કારણથી મુજને, મોકલીછે આવાર. સતીતારૂં. ૧

**સાખી.**

પ્રિતે એની લેને તું, અમૃત કેરો કૂપ;
મુડદાં ઉપર છાંટજે, સજીવન થશે ભુપ. સતીતારૂં. ૨

(જ+ત્રી)

સર્વે— **ગજલ.**

(ચાલો ચાલો આજ. એ રાહ.)

અંતે થયો જય જય, સુલોચના થઇ નીરભય;
નંદરાયનો ગયો ભય, સત્યનો થયો જય જય અં. ૧
વિઘ્ન થયું સઘળું દૂર, ખુશાલી થઇ ભરપુર;
પ્રધાનનું ગયુંછે નૂર, રહીયત મનમાં આવ્યુંસુર. અં. ૨
ઓછવ નંદ નગ્રમાં થાય, ઈશ્વરે કીધીછે સહાય;
સત્યની ઝાલીછે બાંય, પ્રજા મનમાં બહુ હરખાય. અં. ૩
સત્યની સરસાઈ થઇ, સત્યે ખુબી આવી રહી;
સત્ય શીવાય ખુબી કંઈ, જોઈશું આપણે નહીંનહીં અં. ૪
ઈશ્વર સત્યનોછે સહાય, રંક હોય કે કોઇરાય;
સત્યનો તે બેલી થાય, કરેછે ખરો તે ન્યાય. અંતે. ૫

**સમાપ્ત.**

# જાહેર ખબર.

સર્વે સદ્ગ્રહસ્થોને નમ્રતા પુર્વક ખબર આપવામાં આવે છે કે, નીચે લખેલી ચોપડીઓ અમારી દુકાનેથી રોકડી કીંમતે મળશે.

| | |
|---|---|
| નંદરાજાને સતી સુલોચનાનાટકમાંગવાતાં ગાયનો | ૦—૨—૦ |
| ભાઇ દામોદર રતનસીનાં પુસ્તકો. | |
| કામ સેન રશીકા નાટક | ૦—૮—૦ |
| સદેવંત સાવળીંગાના ઓપેરા. | ૦—૧—૬ |
| ઓખાહરણના ઓપેરા. | ૦—૧—૦ |
| રૂક્ષ્મણી હરણના ઓપેરા. | ૦—૧—૦ |
| વીરમતીનાં ગાયનો | ૦—૧—૦ |
| ચાંદબી | ૦—૬—૦ |
| શીરાપુરીનો ફારસ. | ૦—૧—૬ |

એ શીવાય ઘણી જાતનાં નાટકો, વારતાની ચોપડી, ફારસી, ઉરદુ તથા આરબી કીતાબો સંસ્કૃત, મરાઠી, હિંદુસ્થાની વીગેરે પુસ્તકો મળશે.

મુંબાઈમાં દામોદર રતનશી ચોનાઇ તથા હિંદુસ્થાની ચાહા વાળાની દુકાનપર ઠે. કાલબાદેવી રોડ.

(સહી) મી. જમનાદાસ ત્રીકમજી.

પોરબંદર વાળા.